ડી રહેછે. આ ઓશડ મુસાફરોને ઘણું ઉપિગી થઇ પડશે. આ ઓશડ લેવાનું પ્રમાણ જેટલી વેગનાઇ ઉપર જવાનુ હોય તેના માઈલની ઉપર રાખેલુ છે, ઇઆને કે જો આપણને ૫૦ માઈલ ઉપર જવાનુ હોય તો તેટલા પુરતા ડોઝ લેતા એટલે જે સ્ટેશન ઉર આપણને ઉતરવાનું હશે તે સ્ટેશન આવી પેહોંચતાંજ આંખ ઉઘડી જશે. —વિદ્યાથી શું નહી થઈ શકતું.

## પરચુરણ

ફરેન્ચ લોકની રાજધાની પેરિસ શેહેર મધે એક હંગેરીઅન જાતના જાદુગરે કાંઇ નવાજ ચમત્કાર કરી બતાવ્યા છે; તેમાં એક એવો હતો કે તેણે એક મોટું ન્યુસ પેપર જમીન ઉપર પાંથરયું. તેની ઉપર ખુરસી મુકી તે ઉપર એક જુવાન સ્ત્રીને બેસાડી. બાદ, તેણીનું બધું આંગ એક રેશમી કપડાંથી ઘાંકી કેટલેક વારે કપડું ઉચકયું તો લોકો જોય શું કે પેલી સ્ત્રી એક દમ ગેબ થયલી અને ખુરસી તદન ખાલી પડેલી. અજાણતાં આ તમાશો જોઇ લોકોને કેટલોક ચમત્કાર લાગો હશે.

આફરીકાના મુર લોકોની ઇનસાફની કચેરીનું વરણન એક અંગરેજ આ મુજબ કરે છે.—

એક ખાટલા ઉપર જડજ આડો પડી પુરાવો સાંભળવામાં આવે છે. ફિરયાદી નોહોમત વાલાને "કુતરો" અથવા "કુતરીના જનેલા"ના શબ્દોથી હાક મારે છે, અને તેમ-પ્રતિવાદી વાદીને બોલાવેછે. જડજ સાહેબ વાદી પ્રતિવાદી ઉપર ગધાની માફક બરાડે છે અને સઘલું ગડબડ ગોટાં થઈ રહેછે. કદી કદી કેદી છલંગ મારે છે અને બરાડે છે કે હું મારા બીજા સાહેબી લાવનાર છું. એમ બરાડી તે કચેરીની બાહાર દોડતો જાય છે, અને પોતાને જોઇએતે શખ્સને લઇને પાછો કચેરીમાં હાજર થાય છે.

તરણ આઉન્સ વજનનું અતિશય મોટું એક મોતી ગયા માસમાં લંદન ખાતેના બજારમાં લિલાંઉથી વેચાયું. કિમત તેની રૂ ૫૦૦૦ ઉપજી.

બરમાહ મધે અંગરેજી લશકરની ખરાબી જોઈ ધરમીલોક એવું સમજે છે કે અંગરેજ ઉપર ઈશ્વરી કોપ ઉતરયો છે.

એક વેલા કલીફ હારૂન અલ રશીદના તખત ઉપર તેનો લઉવો ચઢી બેઠો. તેની એવી બેઅદબ ચાલ જોઇ તેના દરબારીઓએ તેને ખુબ ઠોકયો, જેથી તે પોક પોક રડયો. તેને રડતાં જોઇ કલીફે કારણ પુછયુ જેથી દરબારીઓએ તરત સઘલી હકીકત તેને જણાવી, અને કહયુ જાંહાંપનાહ "મહેલોનને માર પડાયો તેના સબબથી તે રડેછે."

"નહી, મેરબાન, મારાં રડવાનું કારણ કાંઈ તે નથી. હું તો માત્ર તારી હાલત માટે રડુછું અને અફશોસ કરૂછું કે હું ફકત એકજ વખત તખત ઉપર બેઠો અને તેના પ્રતાપે આટલો ભમીપાક ખાધામાં આવ્યો તો તું પાદશાહ જે રોજ એ ઉપર બેસેછે તેથી તારી ઉપર શી તરેહના વધન પડતાં હશે!"

## દાનેશમંડી.

નિરદોશ પણાના ગુણ સાથ ખુશામીજી તમે ખુબસુરતીને વધારે અસરકારક બનાવે છે. તે પુરૂષને ખુશ કારક બનાવે છે. તેમજ મંદવાડ ગરીબાઇ, અને આફતનો બોજો ખુશામીઅરાથી કમી થાય છે. તેથી અજ્ઞાન

રશ પસંદ કારક બોલાં નાથમાં ગણાયછે, અને કોઇ પણ જાતની ખાંમી વાલું આ મી પસંદ પડતું થઇ જાયછે.

એક ખટલાના લોકો—જેઓ એકમે કને ગુહેછ તથા એક બીજા તરફ દીલસો છ ધરાવેછ તેઓએ બનતાં શુધી ઘરથી બહાર ઘણો વખત રહેવું નહી. થોડો વખ ત બહેર જવાથી અલબતાં ઘર અધિક પ્યારું થાય છે, તે તરફની આપણી દીલ સોજી વધતી જાય છે તથા વેહેવાર અધિ ક ફાયદા કારક થઇ પડે છે; પણ ચાલુ જુ દાઇમાં ઘણો જોખમ સમાયલો છે. અગર જુદાઇ થઇજ હોયતો વચમાંના ગેપ ઉપર કા ગજ પત ના પુલ નખાવા જોઇએ. જવાબ વ ગર મોહોબત તેમજ દોસતી લાંબો વખત રેહેતી નથી, જોકે જીગર તુટેલું રેહેતી ક ણય મોહોબતનો ગાંઠ નભી શકેછે એવું કેહવાનું મતછે. પણ એ વિચાર ભુલ ભરે લો છે એવું જાણવું હોયતો ૧૦ કે ૧૨ વ રસે મલેલા દોસ્તોની વચ્ચેના અભ્યાસ ત પાસો તોતેઓ એક મેકને બેગાણા લાગશે.

—o—

## તરવાનો હુન્નર

તરવાનો હુન્નર એક ગમત તેમજ અં ગની કસરત તરીકે લેખી શકાય. શરીર સં બંધી કેલવણીનો એ ઘણોજ અગત્યનો ભા ગ છે; એ ઉપર કદીપણ ગફલતી કરવી ન હી જોઇએ, કારણ એબાબેની ગફલતીથી ભ યંકાર કજાઓ બનતી આપણે જાણીએ છીએ. અમો એવું ઇછીએ છીએ કે અમારા સ ઘલા વાંચનારાઓ એ હુન્નર ખેડવામાં લાવે કારણ એથી આપણને કોઇ વેલા આપણા ગામતી જીવ બચાવવાની તક મલેછે એટલુ જ નહી પણ તે ઘણી તનદરોસતી વાલી અને અંગબલ આપનારી કસરતછે. તરવા નો હુન્નર શિખવાને કામ લાગે એવા થોડા ક સેહલા ઉપદેશ અમારા હાંઉસપંદ વાંચના રાઓ સનમુખ ધરીએ છીએ; પણ તેમ ક રતાં અમો તેમને સખ્ત ભલામણ કરીએ છીએ કે તેઓએ પોતાની કોશેશ દરીઆ માં નહી પણ કોઇ "સુઇમિંગ બાથ" માં અજમાવવી.

આપણા શેહેરમાં હાલમાં ત્રણ એવાં બાથછે,—એક ખંભાલે, એક કોલાબે, અને એક ગીરગામમાં. પેહેલાં બે તો લાભ ગોરા પણ ચાહે એવી ખસલતવાલા સાહેબ લોકોને માટે ઉઘાડેછે. અને ત્રીજું સઘલા લોકોને દાખ લ કરેછે. તે એક ચંચલ, અનુભવી, કસર તબાજ, અને એકકા ઉસ્તાદના હાથ હેઠલ ચાલેછે. આ ભાગ્યશાલી ઉસ્તાદ એક પારસી છે. મી० પેસતનજી નશરવાનજી કેરાવાલાને મુંબઇનો લગભગ નાનો મોટો પુરૂષ પોતઃ ના ઉસતાદના માન સાથ ઓલખતો હશે. આ ઉસતાદ પોતે પોતાના શિશ્યને ઘણીજ બા રીક સંભાલથી પાણીમાં તરવી શકેછે જેથી શીખનારાઓનો વિશ્વાસ એવન ઉપર પુરતો રહેછે. તેવણના હાથ હેઠલ નવા શીખનાર ને પાંચ છ દીવસમાં કાંઇક જ્ઞાન સેહેલાઇ થી હાંસલ થાયછે. એટલાજ માટે વગર જોખમે શિખવા માટે દરેક જણને હમો ફરી થી ભલામણ કરીએ છીએ કે તેઓએ આ ઉપયોગી અને હિંદુસ્થાનમાં એકપુરાં દેશી ખાં તા નો લાભ લેવાને ચુકવુ નહી.

દરીએ કીનારે તરનારાઓએ આટલી ચીજ ધ્યાનમાં રાખવી;—પાણી છાતકાં જો ઇએ. કીનારો ખડક વગેરેથી મોકલો હોવો જોઇએ. હવા શાંત જોઇએ.

તરવાના અભ્યાસ માટે સઉથી સારો વખત સુરજ ઉગયા પછી કલાક બે કલાક નોછે. પાણીમાં ઉતરયા પેહેલાં ચાહ કે કાફી નો પ્યાલો પાંઉની એક કાતરી શાથ લે